શ્રી નવિન

# અભિમાન્યુ-ચક્રાવાનો

## ત્રાંઅકી નાટકના ગાયનો

છપાવી પ્રસિદ્ધ કરનાર

શ્રી સુરત દેશી નાટક કંપની

આવૃતિ ૧ લી પ્રત ૨૦૦૦



---

સંવત ૧૯૬૫ સને ૧૯૦૮

મુલ્ય ૦-૨-૦

સ્વદેશ બન્ધુ છાપખાનું બંદર રોડ--કરાચી.

શ્રી.

# વિન અભિમાન્ય-ચક્રાવ ના

## ત્રીઅંકી નાટકનાં ગાયનો.

છપાવી પ્રસિદ્ધ કરનાર.

## શ્રી સુરત દેશી નાટક કંપની.

આવૃતિ ૧ લી. પ્રત ૨૦૦૦

# કરાચી

ધી "સ્વદેશ બન્ધુ" છાપખાનામાં માલેક ઠા. દેવચંદ જસરાજે છાપ્યું.

—:0:—



સંવત ૧૯૬૫ સન ૧૯૦૮.

મુલ્ય ૦—૨—૦

# શ્રી નવીન અભિમાન્યુ ચકાવાનો

## સંક્ષીપ્ત સાર.

**મંગળાચરણ—સુત્રધાર અને નટીઓ—**

**પ્રવેશ ૧ લો**—કુરૂક્ષેત્રમાં દુર્યોધનની ગુરૂદ્રોણ પ્રત્યે યુદ્ધ કરવા જવાની માગણી ગુરૂએ ના પાડવી, ઘણાજ આગ્રહથી છેવટે ગુરૂએ કોઠા યુદ્ધ કરવા હા પાડવી દુર્યોધનનો હર્ષ. બાદ સાત કોઠાના સાત મારથીઓની ગોઠવણ કરી પાંડવોને પત્ર લખવા સુચના-નાચરંગ-આનંદ.

**પ્રવેશ ૨ જો**—ભીખા પટેલના છોકરા મંગળીયાનું ટાઢમાં ઠુંઠ વાતા આવવું તેના બાપનું આવવું પટલણ પાસે દેવતા માંગતાં, પટલણે નથી એવો જવાબ આપવો પટેલે કોઈને ઘેરથી લાવવા કહેવું પટલણે ના પાડવી. છોકરાને જવા કહેવું છોકરાએ પણ ના પાડવી. પટેલની દીલગીરી. બાદ છોકરાની બતાવેલ યુક્તિ પ્રમાણે છોકરાને ખંધોલે બેસાડી દેવતા લેવા જવું.

**પ્રવેશ ૩ જો**—અર્જુન નંદન અભિમાન્યુ તથા ભીમનંદન ગટોરગચ્છનું નીકળવું અભિમાન (અહંકાર વિશે વિવેચન બાદ પોતાના વાજાં બંધ થયેલાં સાંભળી જવુ. બપકીભાઈ તથા મીયાં આડેખાંનું નીકળવું બપકીભાઈએ આડેખાને રામરામ કરી નમ્રતાઈથી વાતચીત કરવી, આડેખાના આડા જવાબ.

**પ્રવેશ ૪થો**—ખંભે છોકરાને બેસાડી નીકળેલ પટેલનું પાડોશણને ત્યાં દેવતા લેવા આવવું પાડોશણે બીજા બૈરાઓને બોલાવવાં ખુલાશો થતાં પટેલની અક્કલની કીમત.

પ્રવેશ ૫ મો—કુરૂક્ષેત્ર ધર્મ રાજા વીગેરેની વાતચીત દુર્યોધન ના મોકલેલ પત્રનું આવવું પત્ર વાંચતા દીલગીરી બાદ યુધ્ધે જવાનું બીડું ફેરવવું કોઇએ પણ નહીં લેતાં તમામ ની ગમગીની. અભિમાન્યુ તથા ગટોર ગચ્છનું આવવું તેને ભીમે સમાચાર કહેતાં છ ભાંગનું બીડું પોતે ખાવું અને એક ભાગનું ભીમે ખાવું પત્રનો જવાબ લખવા સુચના હર્ષ.

પ્રવેશ ૬ ઠો—વિધિને ઠપકો દેતાં સુભદ્રાનું નીકળવું અભિમાન્યુનું આવવું યુધ્ધે જવા આજ્ઞા માગવી સુભદ્રાની દીલગીરી ધર્મરાજા સેહેદેવ નીકુળ ભીમ, કૃન્તાજી વિગેરેનું આવવું સુભદ્રાનું દરેક પર ગુસ્સે થવું બાદ રાયકાને બોલાવી ઓત્રાને તેડવા મોકલવો ગમગીની.

પ્રવેશ ૭મો—ઓત્રા સખીઓ સાથે પ્રેમવિનોદ બાદ બધાનું જવું.

પ્રવેશ ૮ મો—અકકલના નમુના પટેલ તથા અકકલની ગઝલ પટલાણી બન્ને વચ્ચે વાતચિત.

પ્રવેશ ૯ મો—ઓત્રા પોતાની મા સાથે પોતાના મ્હેલમાં સુતી છે. ભર નિંદ્રામાં સ્વપ્નમાં લવારો સ્વપ્નાનો આબેહુબ દેખાવ જોઇ મુંર્છા ખાઇ પડવું તેની માતાનું જાગ્રત થઇ આસ્વાસન આપી પાછી સુવાડવી ફરી પણ સ્વપન થવું. વળી આબેહુબ દેખાવ તેની માતાનું જાગ્રત થઇ ફરી પાછું સુવા કહેવું વળી પણ ઉપરની માફકજ થવું. છેલ્લા સ્વપ્નમાં પોતાના પતિને યુધ્ધે જતો આબેહુબ જોવો બાદ સાસરે જવા રજા માંગવી, રાયકાનું તેડવા આવવું રાણી એ ના કહેવાથી ઓત્રાએ પોતાના છ અવતારના વિયોગ

કહેવા રાણીએ નીરાશ થઈ જવા આજ્ઞા આપવી કેટલાક વેપારીઓને બોલાવવા સારી ચીજ માંગતા અપશુકનવાળી નીકળવાથી માની કાઢી મુકવા બોત્રાએ આજ્ઞા માગવી દીલગીરીનો સાથ. આજ્ઞા આપવી.

# અંક બીજો.

પ્રવેશ ૧ લો—સુભદ્રા, કુન્તાજી, ધર્મરાજા, વિગેરેની પાસે અભિમાન્યુએ યુધ્ધે જવા આજ્ઞા માગવા આવવુ સુભદ્રાનું પ્રાણ કાઢવા તૈયાર થવુ કુન્તાજીએ ધીરજ આપી રક્ષાનો દોરો કરી આપવા કહેવું સુભદ્રાએ આજ્ઞા આપતાં અભિમાન્યુંનું જવું.

પ્રવેશ ૨ જો--અભિમન્યુ, ગટોરગચ્છ, લશ્કરની કુચ બાદ કૃષ્ણ પરમાત્માનુ બ્રાહ્મણના વેશમાં આવવું રક્ષાનો દોરો તોડાવી ચાલ્યા જવું, બોત્રાનું આવવું યુધ્ધે નહીં જવા કગરવુ લાચારીની સાથે માગણીનો ઇન્કાર બાદ બોત્રા સરતની સાથે સવાલ પુછવો. જવાબ નહીં આપવાથી સરત પ્રમાણે એક રાત્રી રહેવા ઠરાવ, બોત્રા અભિમાન્યુનું ખુશીથી તંબુએ જવું.

પ્રવેશ ૩ જો—ભીખા પટેલનું દેવુ વિશેષ થઇ જવાથી દીલગીરીમાં ગીકળવું બાદ ભપકી ભાઈનું આવવું. પટેલને લેણદારોને હાથ ધોવાડવાની યુક્તિ બતાવી જવું બાદ ગંગળીઆનો જુનીપર ગુસ્સો નવીની પરીક્ષા પોગળ પકડાઇ જતાં માર મારવો.

પ્રવેશ ૪ થો—અભિમાન્યુ, ઓત્રા કેટલીક વાતચિત. સવાલનો જવાબ બાદ યુધ્ધે જવા આજ્ઞા માગવી ઘણીજ દીલગીરી સાથ આજ્ઞા આપવી.

પ્રવેશ ૫ મો—અર્જુન તથા કૃષ્ણ પરમાત્માનું બ્રાહ્મણની સાથે આવવું કેટલીક વાતચિત.

પ્રવેશ ૬ ઠો—અભિમાન્યુ. ગટોરગચ્છનું આવવું યુદ્ધવિશે અભિમાન્યુએ ગટોરગચ્છને સુચના આપવી બાદ દ્રોણ ગુરૂ સાથે કેટલાક વાક્ય યુદ્ધ કરી શસ્ત્ર યુદ્ધ ગુરૂનું નાશી જવું. અભીમાન્યુ પહેલો કોઠો તોડી બીજામાં જવું કીરપાચારને મળવું ભીમના કહેવા પ્રમાણે કીરપાચારનુ યુદ્ધ કર્યા વગર ચાલ્યા જવું, બીજો કોઠો તોડી ત્રીજામાં પ્રવેશ અસ્વસ્થામાં સાથે યુદ્ધ મારી નસાડવો. કોઠો તોડી ચોથામાં જવું ત્યાં કર્ણ સાથે કેટલુંક વાક્ય યુદ્ધ. બાદ શસ્ત્ર યુદ્ધ કરણના પુત્રનો ઘાત કરતાં કરણનો ગુસ્સો. અભિમાન્યુને મારવા તત્પર થવું કાકા કહેવડાવી ફુલાવું. અભિમાન્યુએ ખુલાસો કરી માર મારવા માંડવો ગટોર ગચ્છનું આવવું, કરણને નસાડવો. કોઠો તોડી પાંચમામાં પ્રવેશ. અભિમાન્યુ તથા ગટોરગચ્છ વચ્ચે તકરાર ગટોરગચ્છનું ગુસ્સે થઈ ચાલ્યા જવુ દુર્યોધન અને ભીમનું ગદા યુદ્ધ ભીમે દુર્યોધનનો પ્રાણ લેવાની તૈયારી કરતાં અભિમાન્યુએ બચાવવો.

પ્રવેશ ૭ મો—ભીખા પટેલના કેટલાક લેણદારો સખત ઉઘરાણી પટેલનો ગીઆઉ જવાબ સાંભળી તમામનું નીરાશ થવું.

પ્રવેશ ૮ મો—અર્જુન તાડુકીનું યુદ્ધ તાડુકીનો નાશ.

પ્રવેશ ૯ મો—અર્જુન કૃષ્ણનું નીકળવું માઠા શુકન જોઈ ગભરાટથી એકદમ કુરૂક્ષેત્ર જવું.

પ્રવેશ ૧૦મો—૭. કોઠામાં અભિમાન્યુ તથા ભીમનુ આવવું પોતા ના મામા શલરાયને મળતાં યુદ્ધ કર્યા વિના શલરાયનું નાશી જવું બાદ છઠ્ઠો કોઠો તોડી સાતમામાં પ્રવેશ યુંદ્ધમાં પડેલ. મારથી વહેતા લોહીની કસ્ટીંથી અભિમાન્યુનું મુંઝવું એવા માં જેમ ગળ હાથી ગાંડો થવાના સમાચારઆવવા ભીમ નું જવા તઇયાર થવું અભિમાન્યુ કરગરી અટકાવવા. છતાં આલ્યા જવું અભિમાન્યુ ગમગીન સ્થિતિમાં દુશમનોનું હસવું અભિમાન્યુનુ રૂદન બાદ યુદ્ધ અભિમાન્યુ ઘણાનો સં હાર કરી મોત મૃત્યુ દેહને ઘા કરી લોહી કાઢવું ભીમનુ બુમ પાડતા આવવું બધાનું નાશી જવું ભીમની દીલગીરી બાદ સુભદ્રા રડતાં કકળતાં આવવું ધર્મરાય, કુન્તાજી, સેહેદેવ, નીકુળ વીગેરેનું આવવું ઓત્રાનું રૂદન કરતા આવ વુ. સરવેની દીલગારી. બાદ અર્જુનજી તથા કૃષ્ણનું આવવું પુત્ર મરેલો જોઇ અરજુંનજીનુ ગાંડાપણ પુત્રના વીયેગરી પ્રાણ ત્યાગ કરવા તત્પર થવું કૃષ્ણનું પ્રાણ કાઢવા તઇયાર થવું અરજુને અટકાવવા.

# અંક ૩ જો

પ્રવેશ ૧લો—અરજુન પુત્ર વિયોગમાં દીલગીરી કૃષ્ણનો બોધ. અરજુને અભિમાન્યુને મળવાની માગણી કરવી કૃષ્ણ પર માત્મા વૈમાનમાં બેસાડી અરજુનને સ્વર્ગમાં અભિમન્યુને બતાવવા લઇ જવો.

પ્રવેશ રજો—ભીખા પટેલને ઘેર ભપકી ભાઇનું આવવું. બતા- વેલ યુક્તિ માટે કરેલ કરાર પ્રમાણે રૂપીઆ માગવા,

પટેલનો મીઆંજી જવાબ. ભપકીભાઇનું નીરાશ થઇ જવું. બાદમંગળીયો તથા તેની બે સ્ત્રી વચ્ચે તકરાર, ધમ્ધમ.
પ્રવેશ ૩જો—એક ટેલ પોકારતા ઠગનું બેસી ટેલ પોકારવી. તથા ભપકીભાઇનું આવવું. રૂપીઆ પેટલી બાંધી લાખવા, લાખતાં ઠગનું લઇને ચાલવા માંડવું ભપકીભાઇનું જાહેર થવું બન્ને વચ્ચે તકરાર બાદ યોગી પાસે ઇન્સાફ કરાવવા જવાનું નકકી કરી બન્નેનું સાથે જવું.
પ્રવેશ ૪થો-સ્વર્ગમાં અર્જુન તથા કૃષ્ણનું આવવું તોતારૂપે અભિમાન્યુંનો અર્જુનને બોધ. અરજુનને સંસારપર અભાવ. કૃષ્ણ પરમાત્માએ સમજાવી પાછો લઇ જવો.
પ્રવેશ ૫મો–કુરૂક્ષેત્રમાં ધર્મરાજા ભીમ વીગેરેની વાતચીત અરજુનનું આવવું જોગી થવાનો વિચાર કૃષ્ણ એ અભિમન્યુંને મુવા પછી મારનાર જેદ્રથને જાહેર કરવો અરજુનનો ગુસ્સો જેદ્રને મારવા દ્રઢ પ્તિજ્ઞા.
પ્રવેશ ૬ઠો—દુરીયોધન તથા શકુની હવાઇ વિચારો જેદ્રથ આવી આશરો માંગતા સાતમાં પાતળમાં સંતાડવાની યેજાના બાદ અભિમાનીનો અહંકાર.
પ્રવેશ ૭મો=ભપકીભાઇ તથા ઠગનું જોગી પાસે ઇન્સાફ કરવાવા આવવું ભપકીભાઇને હસી કાઢી મુકવો ઠગની ખુશાલી
પ્રવેમ ૮મો—અરજુન, કૃષ્ણનું પાતાળમાં આવવું દ્રોણ ગુરૂ સાથે વાકય યુદ્ધ ગુરૂનું શરમાઇ ચાલ્યા જવું બાદ કરણ, દુરીયોધન વીગેરેને ધીટકાર દરેકનું નાશી જવું. તમામ ગયા બાદ અરજુને દુષ્મન કયાં છે? તે પરમાત્માને પુછતા સાતમાં પાતળમાં લઇ જવો. કમળમાં દુષ્મનને બતાવવો અરજુનને અહંકાર કૃષ્ણ પરમાત્માનું ચરિત્ર સાંજ પડી દુષ્મન નહીં મરવાથી અરજુનની બળી મરવા તઈયારી ભીમને કૃષ્ણએ સમજાવી અરજુન પાસે બાણુ ઝલાવી મંત્ર ભણાવવા કૃષ્ણ પરમાત્માએ ચક્ર લેવાથી સુર્યનો દેખાવ અરજુન બળતો જોવા આવેલા જેદ્રથને તેજ બાણુથી મારી નાંખવા. પુષ્પ વૃષ્ટી છેવટનો આનંદ.

# મુખ્ય પાત્રોનાં નામ.



## પુરૂષ પાત્ર.

કૃષ્ણ........................................પરમાત્મા

દુર્યોધન........................................ધ્રુતરાષ્ટ્રનો પુત્ર

દ્રોણ ગુરૂ........................................ધર્મ ગુરૂ

અભિમાન્યુ........................................અરજુનનો પુત્ર

ગટારગચ્છ........................................ભીમસેનનો પુત્ર

ધર્મ રાજા ..............................
ભીમ ..............................
સહદેવ .............................. પાંડુના પુત્રો.
નિકુળ ..............................
અરજુન ..............................

કીરપાચાર........................................પાંડવ, કૌરવોના ગોર

અસ્વસ્થામાં........................................દ્રોણનો પુત્ર

કરણ........................................દુર્યોધનનો પટાવત

શાલ........................................પાંડવોનામામા

જેદ્રથ........................................દુર્યોધનનો બનેવી

લાકુડી........................................રાક્ષસ.

ભીખા પટેલ........................................ અકકલ નામનો પટેલ

સાંગળીયો........................................પટેલનો છોકરો

## સ્ત્રી પાત્ર.

સુભદ્રા............................અરજુનની સ્ત્રી

કુન્તા............................પાન્ડુની સ્ત્રી

ઓત્રા..............અભિમાન્યુની સ્ત્રી વૈરાટ રાજાની પુત્રી

રાણી............................ઓલાની મા

પટલણ............................ભીખાની સ્ત્રી

નવીને જુની....................મંગળીયાની સ્ત્રીઓ

સુવિદ્યા } ..................... ઓલાની સખીઓ
સાચરિકા } .....................

બાપકીભાઇ, આડેખા,રત્નો, ગ, જોગી, બ્રાહ્મણ,આડેખાં, છોકરાં ચંચળ, ધનકોર, જેકોર, માકોર, ચોપદાર. સીપાઇ. હવાલદાર, નાયકો, કપુરચંદ, કસ્તુરચંદ, ખેમચંદ, વીચંદ, વેપારી, કઠીઆરો. છોકરો, નાગરો, રાંડીરાંડ, સોની, ખોજો, દાસી લશ્કર, દરવાન, બ્રાહ્મણો, વિગેરે વિગેરે.



શ્રી

# અભિમાન્યુ ચક્રાવાના નાટકના ગાયન

## મંગળાચરણ.

સુત્રધાર— ૧

પ્રથમ નમું શીવ સુત
દુંદાળા દેવ તુજ.
આરંભુ તુજ નામથી
લેજે પાર ઉતારી મોરારી
બાળા ભોળા વિનતી મારી
લેજે નિર્વીધ્ને સુધારી—પ્રથમ૦

નટીયો— ૨

જનની જણેતો જણજે એવા શુરા વિરલા જણજે
શુરા વીરા જણજે એવા શુરા વીરા જણજે
જન્મ ભુએ ધરીને શુરાતન કર્યું જે
એવા શુરા બિરા વિરલાઓને
ધન્ય લાખો ધન્ય એની જનુની,
લાખો ધન્ય છે—જનની૦

દરગારીઓ— ૩

ઘણું જીવો છત્રપતિ તમે રાજબીજ
સદા અમર રહે આ તાજ વીજ
ધન્ય દુર્યોધન રાજવી તમને
સદા રહે આનંદજ હમને

રેસા, રેસા, નીધ, સાની સાની ધપ.
નીધ, નીધ, પમ, પમ, ગરેમગ, મગ રેસા
સાની ધપ મગરેસા
તકતીર કડતક તકતીર કડતક
તકકડાંન તકધા તક ગીડાન તકધા (૨)

ભીખા પટેલ- ૪
જાઉં ઝપાટે, આવું સપાટે, લાઉં દેવતા આમ,
ઝટપટ જઇને લાઉં દેવતા શુર સપાટે આમ—જા૦
મંગળીયો--ધીરે ધીરે ચાલ, બાપા આમની બાજુ હાલ
પટેલ--દેવતા લઇને આવીએ પાછા
પટલણ—જાઓ મારા પ્રાણ
પટેલ—પટલણ લાઉં દેવતા આમ—જાઉ૦
ત્યારે કાંઈ ટેચ ઝાગકે
મંગળીયો—જુકિત મેંતો કાઢી
પટલણ—ઓયતારીમાની ઇજ્જત રાખી હો--જાઉં

૫

ગટોરગચ્છ—નથી કાંઇ સાર ભાઇ અભિમાન જે કરનાર
અભિમાન કરવાથી રાવણે શું કાઢયો સાર
અંહું રાખી ફરતો નર નક્કી ખાશે માર
વાતજ મારી માનજે સાચી
અભિમાની નર, ખર, ગમાર—નથી૦

બંધા— ૬

વારે ભીખા પટેલ તારી અકકલ
શાને વે ઢાયો ભાર મુરખો કેવો ગમાર-વારે૦

મંગળીયો-દેવતા આપો તમે ચંચળ કાકી
યુકિત બાપાને એ તો બતાવી

પટેલ-ચાલોચટ, કરોઝટ, લટપટ, છોડીદો.
આભારે હું તો મરૂ—વારે૦

અભિમાન્યુ— ૭

ફીકર દીલથી ટાળો
ધીરજથી રજા આલો.
શાછે મેરૂ આગળ તેએ જુજ જરણાના ભાર
જઇ મારૂ ઠાર, એના શાભાર, નહીં કરૂ વાર
કોઠા તોડુ.—ફીકર.

૮

સુભદ્રા--હાય વિધીનો નિયમ કેવો છેરે ભારી
જગ પુજે ઠાર ઠારરે પાખડી
ધર્મ કેધાડ થાય હાય લાયરે—હાય૦
હાય વિધિ તારી કેવી ગતિ
કર્મ લખી મારે એવી કેવી લીટી—જગ પુજે.

અભિમાન્યુ- ૯

માતુશ્રી વ્હાલી મારી યુધ્ધે જવા આજ્ઞાદો,
જાઉં, આવું, વ્હેલો, પાછો
યુધ્ધ તોડીને કોઠા
મેં પાન બીડુ ખાધું, જવાદે માજીતું
જો જઇ મારૂ ઠાર યુધ્ધ તણો જાણું સાર.

શાયકો— ૧૦

જઇને કહીને લઇને આવું ઓત્રા બ્હેનને હારે
સાંઢને મારીને હાંકીને જાઉં શુર સપાટે દોડાવીરે.
લઇને આવીને હું તમારે પગે પડીશ ધર્મરે
પ્રભાત પહેલી હાજર કરૂં વૈરાટની કુમારીરે—જઇને૦

ઓત્રા— ૧૧

આમ આવ સખી મદન સતાવે
ખાલી જકીલો મને અકળાવે
જોને અલી મને બહુ રીબાવે—આમ૦
વ્હાલો રસીલો કયારે મળશે!
જોઇ મને કોઇ લાવી બતાવે—આમ૦

સખીઓ— ૧૨

જારે જારે જારે તું તો પતિ વાળી પ્રેમદા
રસીઆને રમાડજે પ્રેમ રંગથી
રમીને તું જીતી લેજે મદન જંગથી—જારે૦

ઓત્રા—જાઓ જાઓ રાંડો રસ્તો મને આલો
વખત જાએ ઠાલો મનમાં શું માલો
ઇજ્જત રાખો ચાલો દમામન કર ખાલો-જારે૦

પટલણ— ૧૩

હું વારીરે જાઉં, વારી તો જાઉં
વારે પટેલ તારી અકકલ
ખરો તાલ, મારા વ્હાલા
હવે ચાલો, વારી જાઉં-હું વારારે.

પટેલ—જોઇ વાલી મારી, તેં તો મારી અકકલ
પાંડુ છોને બકે મેં તો કેવો કર્યો તાલ
ચાલ વાલી જઇને જોઇએ
કેવી દોડી કરે છે.

પટલણ—વાહુરે અકકલ વા વા
પટેલ—વાહુરે પટલણ વા વા
પટલણ—વાહુરે પટેલ વા વા
પટેલ—જા જા હું વારીરે જાઉ

ઓત્રા ૧૪

માત મારી શુણ તુ, કર્મ ગતિ
છ છ અવતાર ના હમે વિયોગી—માત૦
પહેલે અવતારે હું રાજ કુવરી
પતિ મ્હારો એક બ્રહ્મ ભીખારી—માત.
બીજે અવતારે માલણ દરબારી
ત્રીજે વ્હાલો તોતો મેના પ્યારી—માત૦
ચોથે અવતારે હરણોને હરણી
પંચે હોલો હોલી છઠો બોરસલી—માત.

સખીઓ— ૨૫

સાચવજે બેની તુ તારૂ શીયળ
નિતિની સાથ, પ્રિતીની સાથ—સાચવજે.

ઓત્રા માતા મારી તમોને સઘળાઓને
જતી વખતના છે આ પ્રણામ
આપો આજ્ઞા જવા રજા રોકુ જતા નકર વાર

સખીઓ—સાચવજે.

# અંક ૨ જો.

અભિમાન્યુ- ૧૬

માતા મારી, કાકા વ્હાલા યુદ્ધે જવા આજ્ઞા દો
કુન્તા દાદી ધર્મ કાકા જવા મુજને આશીસ દો.
સર્વે—કરશે સ્હાય, વિશ્વપતિ, જાઓ રણધીર
વેલા આવો—

ગટોર-ધર્મકાકા જુવો ઝપાટો, વાયુનંદનનો આવાર
કર્મ વાદીને જઇને મારૂ નામ કરશું હમે ઠાર ઠાર
અભિમાન્યુ-છત્રપતિને જઇને મારૂયુદ્ધે જવા આજ્ઞા દો
માતા.

લશ્કર— ૧૭

ઝટપટ ઝટપટ ક્રૂર થઇને યુદ્ધે જઇ
રીપુ હણવા—
કદમ, કદમ, કદમ, કદમ
ચાલો ઉપડો ઝટ કદમ
મારો, ઠારો, શમશેર
શાછે, બાર શતરૂના,
ગટોર—વીર યોધ્ધા મારાચાલો જઇ મારો ઠાર
રણધીર, શુરવીર, ચાલો ધીર
હણવા—ઝટપટ૦

ઓત્રા— ૧૮

પ્યારા મારા કયાં તજી જાઓ
વ્હાલામેં કાંઇ કરી નથી કસુર—પ્યારા૦
નગર વાંકે સ્યાણી તજી ડાલા
નાથ વ્હાલા શું યુદ્ધે ચાલ્યા
છોડો ખાલીએ મમત વ્હાલા
લીયો સાથે તો હું યુદ્ધે મ્હાલા—પ્યારા૦

ઓત્રા—　　　　　　૧૯

ઓરે વ્હાલા પ્યારા તમ મારા ચાલો

રજની વીતાડશું રંગથી રમીશું

અભિમાન્યુ—બાલ વ્હાલી આવું એમ રજની રહું કહે તેમ

યુદ્ધે જવું પ્રભાતે, પ્રશ્નો ત્યાં ઉતર દે

ઓત્રા—ચાલો મારા વ્હાલા પ્યારા

રજની રમવા પ્રિય રંગથી—ઓરે૦

મગળીયો—　　　　　　૨૦

વ્હાલી મારી નવી પ્યારી

પતિવ્રતા ખરી વાહ

ધણી મુવોને ગીઠાઇ ખાવી

જુવોને ભાઇઓ

નવી—મુવા માર ધીરથા માર

તારી માડીને નહીં માર

જુની—ગમાર તું તો લાજ જરાતું

બોલતા તો જરી લાજ

નવી—વાલા મારા છોડો—વ્હાલી

અભિમાન્યુ—　　　　　　૨૧

ઓ વ્હાલી મારી ધીરજ ધરતું,

જઇ માર કૌરવોને પ્યારી મારી હું—ઓ વ્હાલી

ઓત્રા—નાથ નહીં તજો વણ મોતે મારો

ઓરે નણંદીના વીરા યુદ્ધે ન જાઓ—ઓ૦

અભિમાન્યુ—પ્યારી મારી જો તું જીવતો રહયો હું

મારૂં માગાને ઠાર, સ્યાણી શીખ આશો—ઓ૦

ઓત્રા—વ્હાલા જઇ મારો જાવ યુદ્ધે માલો

ઓરે મારા નાથ પ્રાણ તમારા બચાવો—ઓ વ્હાલા

બ્રાહ્મણ— ૨૨

સેજ સમજ નાદાન આશક હોકે સોના ક્યા બે
જીસ નગરીમેં દયા ધરમ નહીં
ઉસ નગરીમેં રહેના ક્યા બે—સોજ સમજ૦
હરી ભજનેસે પાર તરેરે
એહી દીલકા આરામ સોજ હેરે સમજ૦

સર્વે— ૨૩

અલ્યા ભીખા પટેલ વાહ ખરો રસ્તો
તેં તો લેણુદારના હાથ ધોવાડયા
તેં તો કીધા હમને પાયમાલરે
ખરા ગોળાને પાણીએ નવાર્યા

પટેલ—મીઆઉં મીઆઉં મીઆઉં લાગેછે વ્હાલું
વારે મીઆઉ આતો અજબ મીઆઉ

સર્વે—અલ્યા દેને જવાબ સાધો તુ તો શાહુકાર

પટેલ—મીઆઉં મીઆઉં મીઆઉં મીઆઉં—અલ્યા૦

૨૪

અભિમાન્યુ—હાય હાય કર્મ ગતિ ન્યારી
હું તો ફસાયો, ઘણું રીબાયો, અતિ મુંઝાયો
કાકે મતિ બગાડી—હાય
વ્હાલી મારી ઓત્રાપ્રણામ તને
મળીશ તુંને બીજે અવતારે વ્હાલી—

૨૫

સુભદ્રા—વ્હાલા પુત્ર કેમ પડયો છે બોલની જરા તું બોલ
ઓ વીર બહાદુર શું તું જુવે છે
માડી બોલાવે તું બોલ, પ્યારા પુત્ર, બોલની
જરા તું બોલ
ઓ ભીમ રણધીર આશું થયું રે
ખાલી સતાવે તું બોલ શુરા પુરા—બોલની૦

ઓત્રા— ૨૬

હાયરે વ્હાલા ક્યાં ગયા નાથ
થાય છે મને લાયરે અંતરમાં
વ્હાલા તમને મે જતી વળા વીનવી કહ્યુ
હાય વિધિ કેવી ઠરી નાથનું અરયું થયું
બોલો જરી, કર્યો છે અરીવંદુ પોકારી—હાય૰

# અંક ૩ જો

૨૭

અરજુન—પુત્ર વિયોગી પ્રાણુ તું મારા
ચાલીને જા તું છોડી વૈભવ તારા—પુત્ર
ઘણો રમાડયો, લાડે લડાવ્યો
અંતે ચાલી ગયો શું પ્યારા—પુત્ર૦

નવી— ૨૮

આવો વ્હાલા પ્યારા સ્યામ
નહીંતો ખાશો ગડદા આમ
જુની—આવો આમ મારી પાસ
રમવા રાત સાચી વાત
ગંગણીયો—એ બંધારીનો વર ગધેડો
વાત ખરી તમે જાણજો ભાઈઓ
આધી જા, મારૂં લાત, ખરેખાત, રસ્તો આપ—આવો.

અરજુન— ૨૯

મારશુંતો જઇને મારૂં નવ કાંઇ મન વીચારૂં
મારૂં ઠાર ઠાર, પાપી ઠાર
અરજુન સાથે વેરરે કરીને
મારૂ ઠાર જેદ્રથને——જઇને ઝટ ટેક૰
પ્રભુ બતાવો મને પખંડી પાપીયાને
કરો વાર નહીં લગાર

૩૦

દુર્યોધન—ચાલો ઝટ દુશ્મન પ્રાણુ લેવા

હે ચાલો રીપુ સામા

હુકમ કાન બજાવે બાંધી લેવું પ્રાણુ

ધીરના વીરના હણુવા સંમજામામા—ચાલો ઝટ

તને મારવાની ઇચ્છા આશા છે મનમાં

શુરાતું પુરાતું તું આવ સામા—મામા

ઠગ— ૩૧

વાહ ખરે ખરી દુન્યા પુંજાય પાખંડ સારા

મારા જેવા ઠાર ઠાર

પ્રભુના ઉપર ઇતબાર મેં રાખ્યો પુરા થયા સો—વાહ૦

એની ટોપીને બુટ, પાટલુન પહેરીને ખુબ

કરી તમામને ભુત આંખોમાં લાખી મેં ધુળ—વાહ૦

૩૨

સર્વે—હર્ષ રાખીને બોલો વિજય વિજય વિજયરે

પાપી પુરા સત્યથી, નેકીથી, ધર્મથી મરે

અરજુનજીનો ટેક પળયોરે, એ પાપીના પ્રાણુ હરીને—૦

ધીરનો, વિરનો, ધરમનો વિજય

પાન્ડુ નંદન, કરો વંદન; ધરમ ધુરધર૦

કર્યો તમે નેકીનો વિજય—પાપી પુરા૦



# જાહેર ખબર.

અમારી શ્રી સુરત દેશી નાટક કંપની માંથી મુજબ નાટકનાં ગાયનોની ચોપડીઓ મળેછે માટે જોઇએ તેમણે નાટક કંપનીનો મુકામ જયાં હોય મંગાવી લેવી.

| | |
|---|---|
| પ્રેમમાંવ્હેમ | ૦—૨—૦ |
| પારસ-મણી | ૦—૨—૦ |
| લલિત-મુગ્ધા | ૦—૨—૦ |
| ઓખા-હરણ | ૦—૨—૦ |
| નુગરો સાપ | ૦—૨—૦ |
| તુલશીદાશ | ૦—૨—૦ |
| ગા | ૦—૨—૦ |
| | ૦—૨—૦ |

કંપની.